પાઠ ૧.

બ્રિટન=યુરોપખંડમાં ઇંગ્લાંડ, સ્કોટલાંડ અને વેલ્સ મળીને જે દેશ થાય છે તે
મર્હુમ=થઈ ગએલા, માજી
જીવનચરિત્ર=જિંદગીનો હેવાલ
અજાયબી=નવાઇ; ના-જુબા; આશ્ચર્ય
અનુકરણ=નકલ; બીજાનું જોઇ કરવું તે
યોગ્ય=લાયક
સાલ=વરસ
ગુજરી જવું=સ્વર્ગવાસી થવું
માતુશ્રી=માજી

પુત્રના લક્ષણ પારણામાંથી જણાય=છોકરાં કેવાં ગુણોવાળાં થશે તે નાનપણથીજ જણાઇ આવે
મધુર સ્વરે=મીઠા બોલથી
નિયમિત=નિયમ પ્રમાણે
વિશાળ=વિસ્તીર્ણ
ઉપરાંત=વધારામાં
ચપળતા=ચાલાકી
ચિત્રકળા=ચીતરવાનો હુન્નર
પ્રવિણતા=હોશિયારી; માહીતગારી
નૃત્ય=નાચ; નાચવું તે
કુશળતા=ખબરદારી
પ્રાપ્ત કરી=મેળવી
સુલક્ષણાં=સારા ગુણવાળાં

કસર=ખામી; કચાશ
સ્વરૂપવાન=ખુબસુરત; દેખાવડી
મળતાવડાં=મળતા સ્વભાવનાં
ઠરતી=સંતોષ પામતી
મંદહાસ્ય=થોડું પણ મધુર હસવું
રીઝા થવું=મોહ પામવો
રંક=ગરીબ
ભેદ=તફાવત; ફેર, ફરક
આદરસત્કાર=માનપાન
મમતા=માયા
વીલે મોઢે=નારાજ થઇને
વાકેફ=માહીતગાર
મનમારવું=મનની ઇચ્છા પ્રમાણે ન વર્તવું તે
અતિપ્રિય=ઘણી વહાલી

મેસસ॰ સી. ડી. શાહ એન્ડ કો. કૃત.

# કન્યા વાચનમાળા.

ભેટ=બક્ષીસ; ઇનામ
ઉદારતા=સખાવત
નસંતાન=છોકરાં વગર
હકદાર=વારસ
રાજ્યપદ=રાજગાદી
ઠરાવ=નિશ્ચય
ગંભીરતા=મક્કમપણું
નીડરપણું=ડર વગરનું હોવું તે; બેધડકપણું
તરુણ=જુવાન
રંગરાગ=લીલા
ઉત્સાહ=ઉમંગ; હોંસ
આશ્ચર્ય=નવાઇ; તાજુબી; અજાયબી
પાર્લામેંટ=રાજસભા
ભાષણ=વ્યાખ્યાન; પોતાના વિચારો ઘણા માણસ વચ્ચે કહી બતાવવા તે
પ્રસંગ=વખત
શિર ઉપરનું જોખમ=માથે આવેલું કામ
પુર્ણ=પુરો; પાકો
સહાય=મદદ
બંધન=બંધારણ; રિવાજ
અગત્યના=જરૂરના
સમાન=સરખા

## પાઠ ૨.

સ્થિતિ=હાલત; દશા
પુત્રીધર્મ=પુત્રી તરીકેની ફરજ
કચાશ=ખામી; કસર
કરજ=દેવું; દેણું
અદા કરવું=આપવું
ગેરવર્તણુક=ખરાબ ચાલ
ઝળહળીઆં=આંખમાં પાણી ભરાઇ આવવાં તે
નામદાર=પ્રખ્યાત
મંજુરી=બહાલી
દસ્તાવેજ=લેખ; લખાણ
અહિત=અકલ્યાણ; ગેરલાભ
સંપુર્ણ=પુરેપુરી
કંપનિ=મંડળી. (એક વખત હિંદુસ્તાનમાં રાજ ચલાવતી હતી તે મંડળી)
ઢંઢેરો=સરકારીજાહેરાત
બેધડકપણે=નીડરતાથી બીક વગર
અભયવચન=નિશ્ચય પાળવાની કબુલાત
દૃઢતા=અડગપણું
પ્રત્યે=તરફનો
પ્રિન્સ=રાજા
પ્રતિજ્ઞા=વચન
વર્તન=ચાલ
હેયાતન=ધણીની હયાતી લગીની સ્ત્રીની પરણેલી હાલત; સૌભાગ્ય
સાલસાઇ=ભલાપણું; ભલાઇ
સાવચેતી=સંભાળ
આબાદાની=સારી સ્થિતિ
શોધખોળ=તપાસ
આયુષ્ય=જિંદગી; આવરદા
પરલોકવાસી=સ્વર્ગવાસી

**પાઠ ૩.**

કર્તવ્ય=આપણે જે કરવાને બંધાયલા છીએ તે; ધર્મ; ફરજ

પાત્ર=લાયક; યોગ્ય

પાળીપોષીને=ખવડાવી પીવડાવીને

ભણાવી ગણાવી=ભણાવીને અને અનુભવી કરીને

નિરંતર=હંમેશાં; નિત્ય

વૃદ્ધ=ઘરડાં

દુષ્ટ=પાપી

અથાગ=જેનો છેડો નહિ તે; પાર વગરનો

સમર્થ=જોરાવર;બળવાન

રક્ષણ=સંભાળ

શાંતિ=સલાહ સંપ

પ્રત્યે=સંબંધે; વિષે

**પાઠ ૪.**

સાહેલી=સખી; બેનપણી

શાણપણું=ડહાપણ

સાંખીએ=સાંભળી રહીએ

રૂદે=મન

ખોટાં=કડવાં; જુઠાં

સંગતે ચઢે=દોસ્તી કરે

વિરોધ=અણબનાવ

લાખે લેખાંનો=ઘણોજ

લેખો=ગણો

લાજ=મર્યાદા

પગવાટ=પગરસ્તો; શેરડો

વ્યર્થ=નકામો

જાડી=તુચ્છકાર ભરેલી; અશુદ્ધ

આડી=ખોટી

ભાખીએ=બોલીએ

આપદા=આપત્તિ; મહા-દુઃખ

હરબડીને=નરમ થઇને; ગભરાઇને

જ્ઞાનદાતા=વિદ્યા આપનાર; ગુરુ

પાનીએ=પગને તળીએ

પાનીએ બુદ્ધિ=દબાઇ ગએલી બુદ્ધિ (જેને આગળ પાછળનો વિચાર સુઝે નહિ તેને વિષે બોલતાં વપરાય છે. પ્રમદા બુદ્ધિ પાનીએ)

સુરત=ધ્યાન; યાદદાસ્ત

પાણીથી પહેલી પાળ બાંધવી=આગળથી વિચાર કરવો

લાજ=આબરૂ

દોષ=પાપ; વાંક

## પાઠ ૪. બેનપણીને ઉપદેશ.

**સમજુતીઃ**-હે સખી જો તમારે સંસારમાં સંપી જંપીને સુખી થવાનું શીખવું હોય તો શાણપણું શીખજો. (ટેક) (૧) સાસુ સસરો કહે તે બધું સાંભળી રહેવું ને મનમાં જરા પણ કલેશ રાખવો નહિ.

( ટેક ) ( ૨ ) મોઢેથી મીઠા મીઠા શબ્દ બોલવા અને કદાપિ કડવા શબ્દ બોલવા નહિ. ( ટેક ) ( ૩ ) દાસ, દાસી બધાંને માન આપવું ને કદી કોઇને તુંકારો કરવો નહિ. મતલબ કે કોઇને હલકા શબ્દથી બોલાવવા નહિ. (ટેક) (૪) આપણી સગત કરે તેને શિખામણ આપીને સુધારવું અને તેની સાથે અણબનાવ કરવો નહિ. (ટેક) (૫) જીવ નકકી કામકાજમાં રાખવો અને મર્યાદા પાળવામાં લાખે લેખાંનો ( ઘણોજ ) લાભ ગણવો. (ટેક) (૬) તદન અજાણ્યે રસ્તે જવું નહિ. અને ખરાબ ચાલનાં બૈરાં પાસે બેસવું નહિ. મતલબ કે ખરાબ ચાલનાં બૈરાંની સોબત કરવી નહિ. (ટેક) (૭) વખતને હલકો ગણીને નકામો ગુમાવવો નહિ, પણ તેને ( વખતને ) ભરતકામમાં, ચિત્રકામમાં તથા ચોપડીઓ સંભાળવામાં કાઢવો. ( ટેક ) ( ૮ ) કામ વગર ખોટી થઈને રમવું નહિ મતલબ કે રમીને વખત નકામો ગુમાવવો નહિ; અને મેલાં ઘેલા (અસ્વચ્છ) રહેવાની ચાલ છોડી દેવી મતલબ કે સ્વચ્છ રહેવાની ટેવ પાડવી. (ટેક) (૯) ઘરબાર સારી રીતે સ્વચ્છ રાખવાં અને તુચ્છકાર ભરેલી અથવા અશુદ્ધ કે આડી બાધા બોલાવી નહિ. (ટેક) (૧૦) ગુસ્સે થએલાની સાથે આપણે ગુસ્સે થવું નહિ પણ આગ દેખીને પાણી થવું મતલબ કે ક્રોધીની સામે આપણે વિનયવાળા થવું. (ટેક) (૧૧) ઘણાં મોટાં દુઃખમાં ધીરજ રાખવી; મતલબ કે ભારે આપત્તિના સમયમાં ધીરજવાન થવું. પણ મનમાં ગભરાઇ જઇને હિંમત છોડી દેવી નહિ. (ટેક) (૧૨) વિદ્યા આપનારને માબાપ સમજવા અને બુદ્ધિ પગની પાનીએ રાખવી નહિ. (ટેક) (૧૩) આડી અને ચોરીમાં મનને લગાડવું નહિ. અને ઘણું ખરચવાની

ટેવ ઓછી કરવી મતલબ કે ઉડાઉપણાની ટેવ છોડી કરકસર કરવાની ટેવ પાડવી. (ટેક) (૧૪) ભલું કરવાને માટે આગળથી ધ્યાન પહોંચાડવું અને હે બેનો પાણી આવતા પહેલાં પાળ બાંધવી. મતલબ કે કંઇ પણ કામ કરતાં પહેલાં તેનો આગળથી વિચાર કરવો. (ટેક) (૧૫) આજે આબરૂમાં વધારો થાય એવાં સારાં કામ કરો. હમેશાં સબુરી રાખો અને પાપથી ડરો. (ટેક) (૧૬)

### પાઠ ૫.

પન્ના=પન્નું; એક જાતનું રત્ન
સ્વામિભક્તિ=ધણીની સેવા
પટાવતો=રાજયના મુખ્ય સરદારો
આગ્રહ=તાણ; કાલાવાલા
લગામ=સત્તા; અમલ
નિષ્કંટક=કાંટા વગરનું; હરકત વગરનું
દાવો=હક
નિશ્ચિંતપણે=નિરાંતે
ધાવ=ધવડાવવાને રાખેલી સ્ત્રી
હજામ=વાળંદ; રાત
વિદાય થયો=ગયો
રણવાસ=જ્યાં રાણીઓ રહેતી હોય તે જગા; જનાનખાનું
હાહાકાર=શોકનો ગભરાટ; કેર
શોક સાગરમાં=દીલગીરી રૂપી દરીઆમાં; અતિશય દીલગીરીમાં
શોધ=ખોળ; તપાસ
કોસ=ગાઉ
દહેશત=ધાસ્તી; બીક
ટકી શકાય=સામા થવાય
શક=વહેમ; શંકા
સુબાગીરી=પરગણાનું હાકેમપણું
ગડભાંડ=અવળા સવળા વિચાર
નીમકહલાલી=લૂણ ખાઇને તેનું હક કરવું, એટલે જેનું અન્ન ખાઇએ તેની બરાબર નોકરી કરવી તે
ધન્યવાદ=શાબાશી
બસ=પુરતો
સપુરત=સોંપણુ
ચરચાય=ફેલાય; જાહેરમાં આવે
પરિણામ=ફળ
રક્ષણાર્થે=બચાવને માટે
નિર્ભય=બીક વગરનું
હદવાળી=આખર કરી
જોટો=જોડ

### પાઠ ૬.

વિનય=નમ્રપણું; નરમાશ

વિનય વેરીને વશ કરે=નરમાશથી દુશ્મન પણ તાબે થાય, મતલબ કે નરમાશ આગળ દુશ્મનનું પણ કંઈ ચાલતું નથી. જેમકે રેશમ નરમ છે તેથી તે તરવારના ઝટકાથી પણ કપાતું નથી.
સંપાદન કરવું=મેળવવું
દુશ્મનાવટ=વેર; દુશ્મનાઈ; શત્રુવટ
આવડત=આવડ
હુંપદ=હુંપણું; ગર્વ
તપી જાય=ગુસ્સે થાય
અણગમતું=કંટાળાભરેલું
વજન=ભાવત્કર
દ્વેષભાવ=અદેખાઈ
દીનપણું=ગરિબાઈ
દાખવવાથી=બતાવવાથી
દીનતા=ગરીબપણું
સ્વાર્થી=મતલબી
સંત=સાધુ
જાતરખુ=શરીર સાચવીને કામ કરનાર
છીંડું=દોષ; વાંક
ખામોશ=સહનશીલતા; સાંખી રહેવું તે; ક્ષમા
બાકરી=ટક્કર; સામા થવું તે
બાકરી બાંધવી=ટક્કર લેવી; સામા થવું
અંગ=ભાગ
બોલી=વેણ; શબ્દ
કરણી=કૃત્ય; કામ
સભ્યતા=અદબ
તુચ્છકારવું=હલકું ગણવું
આવકાર=તમે આવો એવી રીતનો માનસૂચક શબ્દ; સન્માન
તોછડાઈ=હલકાઈ
ભારવક્કર=ભારબોજ; વજન
ચાવળું=કામ વગરનું ઘણું બોલનાર
ઉછાંછળાપણું=ઉદ્ધતાઈ
ભંગ=નાશ
ગંભીરપણું=ઠરેલપણું
ગંભીર=ઠરેલ
ઉછાંછળું=ઉતાવળીઉં
ઉપમા=સરખાવવું; આબરૂ વધારવી
માઝા=હદ; મર્યાદા
ઠાવકું=ડાહ્યું
ચીઢ=કંટાળો
તામસ=ક્રોધ
ટાપસી=સાહેદી
અદબ=મલાયજો

**સવાલ**—વિનયનાં કેટલાં અંગ છે અને તે કયા કયા?

**પાઠ ૭.**

ગહન=સમજી ન શકાય એવી
ગતિ=શક્તિ
પાર=છેડો
અકળ=સમજી ન શકાય

| | | |
|---|---|---|
| એવી | અવલોકતાં=ધારીને જોતા | દેખની=જોની |
| કળા=હિકમત | ઉંડા ઉતરી અવલોકતાં | કર્તા=બનાવનાર |
| ધારી=રાખી | =બારીકીથી જોતાં | પાળક=પાળનાર |
| પુરણ=પુરા; ખરા | વૃત્તિ=વલણ | તારક=તારનાર |
| કરૂણ=દયા | વિરામે=ઠરી રહે | વ્યાપી=ફેલાઇ; પ્રસરી |
| કરૂણાનિધિ=દયાનો | અજબ=નવાઇ જેવા | ઘટ=શરીર |
| ભંડાર; પરમેશ્વર | અલૌકિક=અદ્ભુત; | પેખો=જુઓ |
| કોટિક=કરોડો | તરેહવાર; લોકમાં ન | વશ=તાબે |
| અનેક=ઘણી | જણાય તેવી | ભકિતવત્સલ=ભકત ઉપર |
| અમાપ=ઘણાજ | લેખીને=ગણીને | માયા રાખનાર |
| માપે=ગણી શકે | પેખીને=જોઇને | ઉર=મન |
| રચના=બનાવટ; ગોઠવણ | પ્રૌઢ=મોટા | |

## પાઠ ૭. પરમેશ્વરની બંદગી.

હે પરમેશ્વર તારી શકિત સમજી શકાય નહિ એવી છે, ત્યારે તેનો છેડો હું શી રીતે મેળવું ? મતલબ કે તારી શકિતનો છેડો પામી શકું નહિ, માટે હું તારી હિકમત સમજી શકાય નહિ એવી છે એટલું જાણીને તને ખરેખરા હેતથી ભજું. હે પરમેશ્વર૦ (૧) હે દયાના ભંડાર તું મનમાં ઘણી દયા લાવીને પાપની માફી આપે છે અને વળી મહેરબાની કરીને કરોડો દુઃખ મટાડે છે. હે પરમેશ્વર૦ (૨) આખી દુનિયાના જીવોનું પોષણ કરવાની, કીડીને કણ અને હાથીને મણ અનાજ આપવાની ફીકર તનેજ છે, હે પરમેશ્વર૦ (૩) તું પ્રાણીઓને સુખ આપવાને માટે ઘણી ઘણી ચીજો પેદા કરે છે. એ તારા ઉપકારો ઘણાજ છે; તે (ઉપકારો) મારૂં મન શી રીતે

ગણી શકે ! હે પરમેશ્વર૦ (૪) મન ખૂશ થાય એવી સારી રીતે બનાવટ બનાવી છે તે બહુ બારીકીથી જોતાં મનનું વલણ ત્યાંજ ઠરી રહે છે. હે પરમેશ્વર૦ (૫) નવાઇ જેવાં તરેહવાર મોટા પહાડો, દરીઆ, નદી, અને વળી ઘણાં જંગલ ને ઝાડો જોઇને ગણીને પણ હે પરમેશ્વર૦ (૬) તેં આ પૃથ્વીથી મોટી પૃથ્વીઓ ને કરોડો સુરજ બનાવ્યા છે, એ બધાને આકાશે પોતાના અંગમાં કેવા સમાવી દીધા છે ! હે પરમેશ્વર૦ (૭) એ બધાને બનાવનાર કેવો મહાન શકિત ધરાવે છે ! તેજ બધાનો પાળનાર ને તારનાર છે અને તે સારાં કામ કરાવે છે. હે પરમેશ્વર૦ (૮) તે (પરમેશ્વર) આખી દુનિયામાં અને શરીરમાં પણ ફેલાઇ રહેલો છે. હે પ્રાણીઓ તે તમારી પાસે રહેલો છે પણ તમે જોઇ શકો નહિ એવો છે. હે પરમેશ્વર૦(૯) જે ભકત ઉપર માયા રાખનાર મહા પ્રભુ (ભકતના) પ્રેમને તાબે છે તેની ભાવથી ભકિત કરૂં એવીજ આશા મનમાં છે, હે પરમેશ્વર૦ (૧૦)

### પાઠ ૮. ધર્મરાજા=યુધિષ્ઠિર; પાંડુના વડા પુત્ર.

દ્રોણાચાર્યની ઉત્પત્તિ વાત. ભારદ્વાજ ગંગાકિનારે પૂજન કરતા હતા ત્યાં ઇંદ્રની એક દેવાંગના તહેવારને દિવસે સ્નાન કરવા આવેલી તેને જોઇ ઋષિ વિહ્વલ થયા ને વીર્ય ખલિત થયું તે તેણે દરીઆમાં મૂક્યું ને એમાંથી દ્રોણ ઉત્પન્ન થયા. એમના છોકરાનું નામ અશ્વત્થામા. એ ચિરંજીવી છે.

| | | |
|---|---|---|
| વહેંચણ=ભાગ | પ્રતિજ્ઞા=પણ; ટેક | ધાણ વળી ગયો=મરણ પામ્યા |
| ચુસ્ત=આગ્રહથી મંડયા રહેનાર; વળગી રહેનાર | વિનાશકારી=નાશ કરનાર | |
| | પક્ષ=તરફદારી; તરફેણ | શ્રી કૃષ્ણ=એ વિષ્ણુનો |

આઠમો અવતાર હતો
ધનુર્વિદ્યા=કામઠું વાપરવાની વિદ્યા
પાવરધો=ખબરદાર; હોશિયાર
રણસંગ્રામ=મોટી લડાઇ
હાહાકાર=શોકનો ગભરાટ
કાયા=શરીર
અમર=મરે નહિ એવી; કાયમ
શસ્ત્ર=હથિયાર
અશ્વત્થામા=દ્રોણાચાર્ય ને કૃપાયાના પુત્ર. એ ચીરંજીવી છે.
અશ્વથમા=એ નામનો કૌરવ લશ્કરમાં એક હાથી જેને ભીમે કૃષ્ણના કહ્યાથી મારી નાખ્યો હતો તે
દેહત્યાગ=શરીરને છોડી દેવું એટલે મરી જવું તે
મુક્તિબંધ=જાહકતું;

બંધ બેસતું
ઠરનાર=નક્કી થનાર
છળ=દગો; છેતરવું તે
દ્વિઅર્થી=બે અર્થવાળું
વેણુ=બોલ; શબ્દ
હઠ=આગ્રહ; તાણ
રણક્ષેત્ર=લડવાની જગા
નર=પુરુષ
કુંજર=હાથી; ગજ
વા=અથવા
નરો વા કુંજરો વા=પુરુષ હોય અથવા હાથી હોય
સિદ્ધ થયું=પાર પડયું
પસ્તાવો=દીલગીરી

પાઠ ૯.

ચહેરો=શિકલ
દીલગીરી=નાખુશી
છુટે મોઢે=ઘણુંજ
શાંત=ધીરજવાન
ડુમો=છાતીનો ધબકારો
જીભ ઉપડતી નથી=કહેવાની મરજી થતી નથી

બજાણીઆ=રમાડીને ખેલ કરનાર જેવા કે માતા કાઢનાર. વગેરે
આજ્ઞા=હુકમ
વિરુદ્ધ=ઉલટું
અલબત=ખરેજ; ખચીત; બેશક
શંકા=સંદેહ; વહેમ
માર્ગ=ઉપાય
કાનો=કારણ
ઇરાદો=મનસુબો
ડોળ=ચાળા; ઢોંગ
ઉતારી લીધો=નકલ કાઢી
હેતુ=મતલબ
જામફળ=જમરૂખ
પ્રશ્ન=સવાલ

પાઠ ૧૦.

સ્વદેશ=પોતાનો દેશ
ભારતભૂમિ=ભરત રાજાનો મુલક; ભરતખંડ; આર્યાવર્ત્ત; હિંદુસ્તાન
વિષે=માં

| | | |
|---|---|---|
| ભોમ=ભૂમિ; જમીન | વિવેક=ખરૂં ખોટું | મિથ્યા |
| મુઢ=અક્કલ વગરનો | સમજનાર | જન્મ=જિન્દગાની |
| દાઝ=લાગણી; દયા | વડો=ખરો | કમાણી=સાર્થક |
| શુષ્ક=સુકુ; દયા વગરનું | લેખે=ગણે | વિદેશે=પરદેશે |
| વજ્ર=કઠણ | વિદ્વતા=પંડિતાઇ; | વિજોગી=જુદા પડેલાં |
| લેવું દેવું=લેણુ દેણુ | વિદ્વાનપણુ | ભેગી=મળી |
| વડો=મોટો | સ્વદેશાભિમાની=પોતાના | ના'વે=આવે નહિ |
| વૈભવી=મોજ માણનાર | દેશના ગર્વવાળો | |
| રાજવી=રાજા | વૃથા=ફોકટ; નકામો; | |

## પાઠ ૧૭ પોતાના દેશ પર પ્રેમ.

સારા ભરતખંડમાં હંમેશાં રહેતો હતો. તેમાં કોણ બિચારો હશે કે જે "મારો દેશ સારો છે, મારી ભૂમિ સારી છે. અને એ મને જીવથી હમેશાં વહાલી છે" એમ કોણ નહિ કહેતો હોય? મતલબ કે બધાજ કહે છે. (૧) કયો અક્કલ વગરનો પૃથ્વીને ભારે મારતો હશે? મતલબ કે પૃથ્વીપર ભારરૂપ કયો માણસ હશે? તો કે જેને દેશની લાગણી જરાપણુ નથી, જેનું મન હંમેશાં કઠણ અને સુકાયલું મતલબ કે ઘાતકી અને દયા વગરનું હોય છે, અને જે એમ જાણે છે કે મારે કાંઇ લેવું દેવું નથી મતલબ કે મારે કોઇની સાથે સંબંધ નથી એવો માણસ. (૨) કદાપિ તે ઘણો પૈસાવાળો, રાજા કે રૂપાળો હશે, તોપણ તેને વિવેકી માણસ વખાણે નહિ, કારણ કે કાગડા અને કીડાની પેઠે તે પોતાનું ગુજરાન કરે છે. (૪) જે દેશીનાં દુઃખ મટાડે, હજારો માણસોનું હંમેશાં પોષણ કરે, અને વળી લોકોના ભલામાં પોતાનો લાભ સમજે તેને ખરો સ્વદેશી

 

જાણુવો. કહો કે તેને ( ખરા સ્વદેશીને ) ખરા હેતથી કોણુ નહિ જુઓ ! મતલબ કે બધાજ તેના તરફ ખરા હેતથી જુએ. (૪) જેણે દેશની લાગણી માટે વિદ્યાનો ઉપયોગ કીધો નથી. લોકની લાજને માટે એક પાઇ પણ ખરચી નથી, સ્વદેશાભિમાનનાં કામ કર્યાં નથી તેણે પોતાની જીંદગી નકામી ગુમાવી અને શું કમાયો ? મતલબ કે તેની જિંદગી એળે ગઇ. (૫) પરદેશમાં ઘણો વખત રહીને–ગુમાવીને જે ખરો નસીબદાર તેજ પોતાને દેશ પાછો ગયો; તે જ્યારે પોતાના દેશમાં જાય ત્યારે જુદાં પડેલાં સગાં અને ભૂમિને હેતથી મળે તે વખતે કહો કે કોને હરખનાં આંસુ નહિ આવે ? મતલબ કે જેને પોતાના દેશ પર પ્રેમ છે એવા સ્વદેશ ભકતને આવેજ. (૬)

પાઠ ૧૧

હડફટ=આંટી
બલા=પીડા
ચઢિઆતું=સરસ
કિંમત=મૂલ
ચોકસી=તપાસ;તજવીજ
દામ=પૈસા; નાણું
પસંદગી=પાસ
છૂટી પડયા=નકામા ગયા
આશીષ=દુવા; આશીર્વાદ
વૈતરૂં=સખત મહેનત
માંડ=ઘણી મુશ્કેલીથી
ખરીદ્યો=વેચાતો લીધો
અનાથ=માબાપ કે ધણી વગરનાં; ગરીબ
આંતરડી ઠરે=સંતોષ પામે.
ઘટિત=યોગ્ય; લાયક.

પાઠ ૧૨.

ફુલણજી=વખાણુથી ફુલાઇ ખર્ચ કરનાર.
ઊંઘજ ઊડતી નથી= સુસ્તાઇ જતી નથી.
જંપ=નિરાંત
વાંકડો=પહેરામણી
દેશાઇગીરી=દેશાઇની પદવી; ગરાસ; તોડો
વજીફો=ઇનામમાં મળેલી જમીન વગેરે; સરકારથી મળતી બાગાયત જમીન
વ્યાજ=રૂપીઆનુ ભાડુ
પતી શકે=આપી શકાય
ઉજળું એટલું દૂધ દેખો છો=તમે પેદાશ જુઓ છો પણ ખરચ કેટલો છે તેનો વિચાર કરતા નથી.
પાલવનાર=પરવડનાર; બોજનાર

ફરકસર=યોગ્ય ખરચ
નિભાવવું=ચલાવવું
ખરાબખસ્ત=પાયમાલ
હઠ=જીદ; આપમત
ધામધુમ=ઠાઠમાઠ
રૂડું જીવવું=સુખમાં જિંદગી ગાળવી
કોડ=હોંસ

હદથી જાદે=ગજા ઉપરાંત
કકળાટ=બડબડાટ
ગરાસ=સરકારમાંથી જે પોષણ માટે મળતું હોય તે; ગામ રક્ષણ માટે આપેલી જગા કે પગાર
દરદાગીના=ઘરેણાંગાંઠા

ફાવે=મરજીમાં આવે
ડગ=ડગલું
દેવું=કરજ; દેણુ
ભલે ભલે=વાહ વાહ
ભ્રમ=ભ્રાંતિ
ફટફટ=ધિક્કાર ધિક્કાર

**સમજુતી**—ફુલણજી થઇને મરજીમાં આવે તેમ ખરચ કરીને ખુશ થાય છે; પણ મોટું ડગલું ભરતાં જે બીજો નહિ મતલબ કે ગજા ઉપરાંત ખરચ કરતાં જે વિચાર કરે નહિ તે દેવાદાર થાય છે, લોકો વાહ વાહ બોલે છે, તે ભ્રાંતિથી તે ભોળવાય છે. પણ જ્યારે પાછળથી ધિક્કાર ધિક્કાર થાય છે; ત્યારે કહો કે આબરૂમાં શું મેળવે છે? મતલબ કે ઉલટી આબરૂ ગુમાવે છે.

**પાઠ ૧૩**

વિષ્ટિ=સલાહનું કહેણુ; સમાધાનીનું કહેણુ
હસ્તિનાપુર=દિલ્હીની ઉત્તરે ૫૦ મૈલપર પાંડવ કૌરવની રાજધાનીનું શહેર હતું
સત્કાર=માન
સજ=તૈયાર

દુર્યોધન=ધૃતરાષ્ટ્રનો સૌથી વડો પુત્ર
ધૃતરાષ્ટ્ર=વિચિત્રવીર્યની વિધવા અંબિકાને વ્યાસથી ઉત્પન્ન થયેલો પુત્ર
વિદુર=વિચિત્રવિર્યના ઘરની દાસીને વ્યાસથી થયેલો પુત્ર; ધૃતરાષ્ટ્રના નાના ભાઇ

કુંતી=સુરસેન જાદવની પુત્રી ને વસુદેવની બેન
મધ=દારૂ
રૂચિ=ભાવ; ઇચ્છા
મૈત્રી=દોસ્તી; ભાઇબંધી
આગ્રહ=કાલાવાલા
મતલબ=સ્વાર્થ
ભીષ્મ=શંતનુના ગંગાથી ઉત્પન્ન થએલા પુત્ર.

દ્રોણ=અશ્વત્થામાના બાપા; પાંડવ કૌરવના ગુરુ
(પાઠ ૮ મો જુઓ.)
વિનંતી=અરજ
નારદ=અજસુત; બ્રહ્માના પુત્ર
ઋષિ=મુનિ
ઐક્ય=એકપણું; સંપ
સંહાર=નાશ
ભરકુતળ=ભરત રાજાનો વંશ
વિખ્યાતિ=પ્રખ્યાતિ
ભરત=ચંદ્રવંશી દુષ્યંત રાજાનો શકુંતલાથી થએલો પુત્ર
દુરાચાર=ખરાબ ચાલ
પ્રલય=નાશ
સમાધાન=નિવેડો
શત્રુવટ=દુશ્મનાઇ
બળીઆ=જોરાવર
કૌરવ=ધૃતરાષ્ટ્રના છોકરાઓ. એ સો હતા
નિમિત્ત=કારણ; બહાનું
સંદેશો=કહેણ; સમાચાર
ગુપ્ત=છુપા
વ્રત=નિયમ
ઉણું=ખામી; કચાશ
નિરાંતે=નિશ્ચિંતપણે
યથાર્થ=જેવું જોઇએ તેવું; ઘટીત
સ્વતંત્ર=આપ અખત્યાર
હઠીલો=મમતી; જીદ્દી
ગાંધારી=ગાંધાર દેશના સૌબળા નામના રાજાની પુત્રી; શકુનિની બેન; ધૃતરાષ્ટ્રની સ્ત્રી; કૌરવોની મા

### પાઠ ૧૪.

ધ્યાન=સરત
શ્વસુરપક્ષ=સાસરૂં
લાજ=મર્યાદા; અદબ
કસુર=ખામી
વેરીઓ=દુશ્મન; શત્રુ
હિતુ=હિત ચાહનાર; ભલું કરનાર
વિષ=ઝેર
મુખે=મોઢામાં
સુધા=અમૃત
મીઠડા=મધુર
સુધાં=સીધાં; ખરાં
ગરવ=ગર્વ; અહંકાર
ટાળીને=કાઢી નાખીને
વાધશે=વધશે
કળી=કળિયુગ; નઠારી બુદ્ધિ
પરઘરે=પારકે ઘેર
કથા=વાત
કે'વી=કહેવી
કુથલી=નિંદા
અદબ=મર્યાદા; મલાયજો
પામજે=મેળવજે
ઉપડતે સ્વરે=ઉંચેસ્વરે; ગુસ્સે થઇને
રૂશણું=રિસાઇ બેસવું તે
દુભવું=જીવ બાળવો
સાધે=પાર પડે
કશું=કાંઇપણ

| | | |
|---|---|---|
| નવ=નહિ | આકળા=ગભરાયલા | રાચવું=રાજી થવું |
| અસુર=મોડું | હસમુખાં=આનંદી | |

## પાઠ ૧૪. માનો ઉપદેશ.

સમજુ છોકરી સાસરે જાય છે, ત્યારે માતું વેણ ધ્યાનમાં રાખે છે. સાસરામાં અદબથી રહીને કામમાં કસુર કરવી નહિ. (૧) વચનની દુશ્મન ઘણાં વધે છે, તેમજ વચનથી આપણું ભલું કરનાર પણ વધે છે; માટે મોઢામાંજ (બોલવામાંજ) ઝેર અને અમૃત રહેલું છે, તેથી તું મીઠાં અને ખરાં વચન બોલજે. (૨) જો તું બધાની સાથે (હળી) મળીને ચાલી અને અહંકારને કાઢી નાખીને વાતને ગળી ગઇ એટલે એકની વાત બીજાને ન કહી તો વળી સારો સંપ વધશે અને દુઃખરૂપી કળી (નઠારી બુદ્ધિ) દેખાશે નહિ. (૩) પારકે ઘેર જઇને બહુ બેસવું નહિ. તેમજ ઘરની વાત કોઇ પણ ઠેકાણે કહેવી નહિ; જો બીજાની નિંદા મોઢેથી કહીશ તો દુશ્મન થશે અને તું દુઃખથી દાઝશે મતલબ કે તારા મનમાં કલેશ ઉત્પન્ન થશે (૪) દીયર અને જેઠની સાથે કામ જેટલુંજ બોલવું અને રોજ મર્યાદામાં રહી ચાલવું, મોટા અને ઘરડાની સેવા કરીને તું પરમેશ્વરનું ખરું હેત મેળવજે. (૫) કાંઇ પણ જીદ્દ કરીને માગવું નહિ, રિસાઇ બેસીને જીવ બાળવો (મનમાં દુઃખી થવું,) નહિ; ઉપડતે સ્વરે બોલવાથી હેત વધે નહિ, તેમજ રખડતા મનથી કામ થાય નહિ. (૬) જો મોડી સાંજે એકલા જવું નહિ, તેમજ ઘણા ગભરાયલા ને ક્રોધી થવું નહિ. (૭) હસમુખાં રહેવાથી હેત વધશે, અને કુટુંબનો બધો કલેશ આઘો જશે; મતલબ કે કલેશ થવાનો સંભવ આવશે નહિ; દુષ્ટ પાપથી આઘા રહીને મનને પ્રભુના ભજન અને ભક્તિમાં રાખીને નક્કી રાજી રહેવું. (૮)

### પાઠ ૧૫.

મુલતવી=મોકુફ
મુલતવી રાખવું=વિચાર પર રાખવું; થોભાવી રાખવું
ત્રાસ=કંટાળો
વાંતરી=કસારી; સફેદ ઝીણાં જીવડાં
અખાત્રીજ=વૈશાખ સુદ ત્રીજ
સંચાળવું=છાપરું ચળાવવું
વાતડ=વાળના જેવી બારીક ફાટ; વા જઈ શકે એવી બારીક ફાટ
બાવડ=મરજ; રોગ; વ્યાધિ
બળીઆ=શીતળા!
ભોગ=બળિદાન; નૈવેદ્ય
લવારી=બકારી
રામ રમી ગયા=મરણ પામી

### પાઠ ૧૬.

કાજી=કુરાન પ્રમાણે ન્યાય કરનાર
સહી સિક્કા=નામવાળી છાપ
થાપણ=પુંજી
અકબંધ=તોડયા વગર; જેવી હતી તેવી
તખ્ત=પાદશાહને બેસવાની જગા; આસન
બેફીકર=નચિંત
તૂણનાર=વણાટની પેઠે સાંધનાર
બેશ=સરસ
રફુ કરવું=તૂણવું
ખુદાવંદ=પ્રભુ; માલિક
પાક=ચોકખી; શુદ્ધ

### પાઠ ૧૭

સાવિત્રી=મદ્ર દેશના અશ્વપતિ રાજાની પુત્રી; સત્યવાનની સ્ત્રી
મદ્ર=એ નામનો દેશ; હાલનું ભુતાન ભુતાન
તપોવન=તપ કરવાનું જંગલ
મુનિ=મનને માનનાર; ઋષિ
શાસ્ત્ર ચર્ચા=ધર્મ સંબંધી વિવાદ
કિશોર વય=બાર પંદર વરસની ઉંમર
અવંતી નગરી=ઉજ્જન નગરી
પદભ્રષ્ટ=ગાદીએથી ઉઠાડેલો
નિશ્ચય=ઠરાવ
અર્પણ કર્યું=આપી દીધું
મિથ્યા=ફોક
સ્વયંવર=ઇચ્છા વરને માટે જે સભા ભરવી તે
અનિત્ય=નાશવંત
નિત્ય=હમેશ ટકે એવું
ભવન=ઘર
ભાખેલા=કહેલા
ભવિષ્ય=આવતા વખતની વાત
મિષે=નિમિત્તે; બહાને
પતિવ્રતા=શિયલ પાળનારી

સાધવી=સાધુ વ્રતવાળી
પ્રતાપ=બળ
જીવતદાન=જીવતું દાન

પાઠ ૧૮

આણુકડું=માણેક; રત્ન; પુત્રરૂપી રત્ન
સામળીઆ=શ્રીકૃષ્ણ
અપરાધી=ગુનેગાર; તકસીરવાન
ઝંપલાવ્યું=પડતું નાખ્યુ
કાલિંદી=જમના નદી
કાળી=કાળો નાગ
વનમાળી=શ્રીકૃષ્ણ
સંતાન=છોકરાં
રૂપીયું=રૂપી
કર્મે=દૈવે

જતન=બરદાસ
આશ્રમ=અવસ્થા
છેલ્લેઆશ્રમ=ઘડપણમાં
પ્રતિપાળી=પાળીપોષી
નીપજ્યો=ઉપજેલો; ઉછરી આવેલો
વિજોગ=જુદાઇ; વિરહ; વિયોગ
વિજોગ આગે=વિરહના અગ્નિએ
શિરધારી=માથે ધારણ કરનાર
સુત=છોકરો; પુત્ર
ગૌ ચારી=ગાયચારીને
પીત=પીળી
કાછ=કાછડો; કછોટો

નેતરું=રવૈને બાંધેલું દોરડું
સગપણ=સગાઇ
હૈડું ફાટે=ભાન ભૂલી જાય
કાષ્ટ=લાકડું
પેં=કરતાં
પાષાણ=પત્થર
વજ્ર=કઠણ શસ્ત્ર
તુલ્ય=બરાબર
મખાંતર=બહાનું; નિમિત્ત
અનુખળો=ખાંડણીઓ
વ્યાકુળ=ગભરાએલી
હળદર=શ્રીકૃષ્ણના મોટાભાઇ; બળદેવજી
વારી=અટકાવી

## પાઠ ૧૮. જશોદાનો વિલાપ.

ટીપ—ગોવાળીઆ સાથે ગેડીદડે રમતા અચાનક જમનાના દરામાં પડેલો દડો કાઢવા શ્રીકૃષ્ણે કદંબપર ચઢી ભૂસકો માર્યો અને કાળી નાગને બારણે જઇ ઉભા. આથી બહાર નીકળતાં વાર થઇ એટલે ગોપગણોએ ગોકુળમાં જઇને શ્રીકૃષ્ણ જમનાજીમાં બૂડી ગયાની ખબર આપી. નંદ; જશોદા અને ગોપ ગોપીઓ સર્વે રડતાં કકળતાં કાળી નાગના દરા પાસે જેમાં શ્રીકૃષ્ણ કુદી પડયા હતા ત્યાં આવ્યા તે

વખતે જમનાને કિનારે બેસી જસોદાજીએ કરેલો વિલાપ તે આ છે.

મારૂં પુત્રરુપી રત્ન રિસાયું એટલે મને છોડીને ચાલ્યું ગયું. રે! સામળીઆ (કૃષ્ણ) તારા મનમાં એ શું આવ્યું! તેં મને ગુનેહગાર માને મૂકી (પાણીમાં) શા માટે પડતું નાખ્યું ? હાય મારૂં માણકડું રિસાઇ ગયું! (૧) જમના નદીનું પાણી કાળું (ઉંડું) છે ને તેમાં કાળો કાળી નાગ રહે છે એટલે મળવાની તે શી આશા! હવે વનમાળી (કૃષ્ણ) કેમ કરીને આવે? હાય મારૂં૦ (૨) છોકરારૂપી જે મોટું ધન ગણાય છે તે દૈવે લઇ લીધું. મેં તેનું જતન કરી જાણ્યું નહિ. મતલબ કે લાડ લડાવ્યા નહિ તે મારૂં પુત્રરૂપી રત્ન કેમ ચાલ્યું ગયું! હાય મારૂં૦ (૩) હું ઘડપણમાં છોકરો પામી તેને મેં પાળી પોષીને મોટો કર્યો તે મારો ઉપજેલો (ઉછરી આવેલો) રસ (પુત્ર) ઢળી ગયો. રે સામળીઆ મને વિજોગના અગ્નિ વડે (વિયોગનાં દુઃખ વડે) બાળી મૂકી. હાય મારૂં૦ (૪) નાકમાં મોતી, પગમાં ઘુઘરી અને માથે મોરનાં પીછાંનો મુગટ ધારણ કરેલો એવા ગાય ચારીને ઘેર આવતા છોકરાનું રૂપ હવે હું કયાં નીરખું! (ફરીથી હું શી રીતે જોઉં) હાય મારૂં૦ (૫) કાનમાં કુંડળ, મુખમાં મોરલીવાળો સાંજે ગોકુળમાં આવે અને મને માડી કહીને બોલાવીને ભૂખ્યો છું એમ કહી પેટ બતાવે, હાય મારૂં૦ (૬) પીળી પિછોડીનો કાછડો વાળીને મારી પાસે નેતરૂં માગે, મને ઘરડી માને થાકેલી જાણીને હવે કોણ વલોવવા લાગશે? હાય મારૂં૦ (૭) તેં ઉંડા જળમાં વાસ કીધો છે, બેટા, તને પાણીમાં કેમ ગમશે! મોર, પોપટ અને પુતળી વગેરે તારે રમકડે હવે કોણ રમશે? હાય મારૂં૦ (૮) તું કંઇ ગયો અને હું જીવું તેનું કારણ મારે તારે ઓછું સગપણ મારેજ. જ્યાં

મરી ગયો એવું સાંભળતાંજ હૈયું ફાટી જાય (ભાન ભૂલી જવાય) ત્યાંજ સાચું સગપણ તો જણાય. હાય મારૂં૦ (૯) લાકડાના કરતાં પત્થર કઠણ છે, ને તેના કરતાં લોઢું કઠણ છે; પણ મારૂં કાળજું તો વજ્રના જેવું છે, હવે લોકોને મોઢું શું બતાવું! હાય મારૂં૦ (૧૦) તેં દડાનું ફક્ત બહાનું કાઢયું છે પણ તારા મનમાં કંઇક દુઃખ આવ્યું હશે મેં તને ખાંડણીઆ સાથે બાંધ્યો હતો તે દુઃખ સંભારીને તેં પાણીમાં ઝંપલાવ્યું હશે. હાય મારૂં૦(૧૧) આવું કહીને નંદ, જશોદા અને સઘળા ગોવાળીઆઓ શ્રીકૃષ્ણની પાછળ પાણીમાં મરવા પડવા મંડયા એટલે તેમને બળદેવજી વારી રાખે છે કે હે નંદ, જશોદા, ગોવાળીઆઓ અને ગભરાયલી વ્રજની ગોપીઓ તમે સર્વે ચાર ઘડી પછી પડજો ત્યાં સુધી કૃષ્ણના આવ્યાની વાટ જુઓ. હાય મારૂં૦ (૧૨)

**પાઠ ૧૯.**

કાશી=એ ગંગા નદીપર હિંદુઓનું પવિત્ર જાત્રાનું ધામ છે

યાત્રા=જાત્રા

કાશીવિશ્વનાથ=મહાદેવનું નામ છે

તીર્થક્ષેત્ર=જાત્રાનું ઠેકાણું

મંદિર=દેરાણું; ધામ

મુક્તિપુરી=(મુક્તિ=મોક્ષ+પુરી=નગરી)=મોક્ષની નગરી

અશક્ત=(અ+શક્ત=શક્તિ)=કમજોર

દેહ પડે=મરે

જન્મ મરણનો ફેરો ટળે=મોક્ષ મળે

ખ્યાલ=વિચાર; ધારણા

સોઇ=જોગવાઇ; સવડ

ભાથું=મુસાફરીમાં સાથે રાખેલો ખાવાનો પદાર્થ

ચોરચાખર=ચોર વગેરે

પારાવાર=ઘણુંજ

બીન=વગર; વિના

ઘાટ=ઓવારો

દશાશ્વમેધ=(દશ+અશ્વ ઘોડો+મેધ=ભોગ; બિળ દાન) દશવાર ઘોડાનું બળિદાન આપેલી જગા

અહનિરીક્ષણ=(અહ+નિરીક્ષ=ધારીને જોવું+અણ એ પ્રત્યય નામ કરે છે)=અહનું અવલોકન

વિચિત્ર=તરેહવાર

ઘંટાકાર=(ઘંટ+આકાર)

=ઘંટાના આકારનું
ઘાટ=આકાર; ડોળ
શિવમંદિર=(શિવ+મંદિર) મહાદેવનું દહેરૂં
વિશ્વવિખ્યાત=દુનિયામાં જાણીતું
શિવાલય=(શિવ+આલય =ઠેકાણું ) મહાદેવનું દહેરૂં
બીલીપત્ર=( બિલી=બિલ્લી +પત્ર=પાંદડાં)=બિલીના પાંદડાં
દર્શન=ઝાંખી
જ્ઞાનકૂપ=( જ્ઞાન+કૂપ= કુવો) અક્કલનો કુવો (એમાં નહાવાથી અક્કલ વધે છે એમ મનાય છે)
ભાવિક=( ભાવ+ઇક= વાળો )=આસ્થાવાળા; શ્રદ્ધાળુ
આચમન=જમણી હથેલીમાં પાણી લઇ ચૂસી જવું તે; ચાંગળું પાણી પીવું તે
ગજવા કાતરૂ=ખીસા કાતરૂં; ચોરી કરનાર
સાવધ=પ્રચેત; હોશિયાર; ચાલાક
ઝરૂખાદાર=(ઝરૂખા=માળનો આગળ વધારેલો ભાગ+દાર=વાળા)
ખિચોખીચ=સભર; સંપૂર્ણ; પાસેપાસે
કિનખાબ=કસબ અને રેશમથી ભરેલું તરેહવાળું કપડું
પીતાંબર=(પીત=પીળું+ અંબર=રેશમી વસ્ત્ર )= પીળું રેશમી વસ્ત્ર; અબોટીઉં
નમુનેદાર=શ્રેષ્ઠ; ઉત્તમ
મૂર્તિ=પત્થર કે લાકડામાં કોતરેલું કે ધાતુનું ઘડેલું દેવ દેવીનું જે સ્વરૂપ તે
નાનાવિધ=જુદી જુદી જાતના
આંખ ધરાતી નથી=વારંવાર જોવાનું મન થાય છે
દબદબો=ભપકો; ઠાઠ
સાજ=શણગાર
શ્રેષ્ઠ=મોટામાં મોટું
ધુરંધર=ઘણા મોટા
આચાર્યો=મોટા ગુરુઓ
પાઠશાળા=(પાઠ+શાળા) =કોલેજ
અનાદિ=( અન્+આદિ= આરંભ)=જેને આરંભ નથી તે; ઘણા જુના
પદ્ધતિ=રીત; રિવાજ

## પાઠ ૨૦.

વની=વિનાની;
વર વગરની હજો પણ ઘર વની ન હશે=મતલબ કે વર વગરની હોજો પણ ઘર વગરની ન હજો
ધામ=ઠેકાણું;ઠામ; જગા

સ્વાર્થ=પોતાની મતલબ
વિદાયગીરી=જતાં રહેવું તે
આપ મતલબી=સ્વાર્થી
ઠેસ=ઠોકર
રાવ=ફરિયાદ
રોદણાં=કોઇને રાવ અથવા રોવા જેવાં દુઃખ કહેવાં તે
રોકકળ=રડવું કકળવું તે
ગોદ=ખોળો

**પાઠ ૨૧.**

ચંદ્રોદય=ચંદ્રનું ઊગવું તે
શશી=ચંદ્ર
દીશા=દિશા
આદિત્ય=સુરજ
મહારાય=મોટા રાજા
ધારી=ધારણ કરી
શંશાક=(શશ=સસલો+અંક=ચિહ્‌ન)=ચંદ્ર
બિંબ=છબી
નિરાધાર=આધાર વગરના
નિહાળ્યું=ધારીને જોયું
છવાયું=પથરાયું; ફેલાયું
નૃપ=રાજા
જોર હીણા=જોર વગરના
તીવ્રપણું=કડકપણું.
ભાખે=બોલે; કહે
સ્ત્રીમુખતુલ્ય=બૈરીના મોં જેવું
ધારે=સમજે; માને
નૃપાળે=રાજાએ
હજુર=પાસે
સૃષ્ટિધારો=દુનિયાનો કાયદો
કાળ=વખત
બળિષ્ઠ=જોરાવર; સારો

**સમજુતી**—જેવો સુરજનો આકાર જણાય એવો પૂવ દિશામાં ચંદ્ર ઊગ્યો. જાણે મોટા રાજાનો દેખાવ ધારણ કરીને રબારી પ્રજાને છેતરવાને આવ્યો. (૧)

ચંદ્રની છબી ઉંચે ચઢે છે ત્યારે કેવો દેખાવ નજરે પડે છે ! જાણે આકાશમાં એક બલૂન આધાર વગર જતું જોયું. (૨)

ચંદ્રનું તેજ બધે પથરાયું તેથી જાણે હવે નવું રાજ્ય સ્થપાયું. ઝીણા તારા જોવાથી જણાતા નથી જાણે જોર વગરના તેથી રાજાથી દબાયા. (૩)

જરાપણ કડકપણું ન રાખે, તો દુનિયામાં તેને માણસ કોણ કહે ! જો ચંદ્ર જરાપણ કડક નથી તેથી તો પંડિતો બૈરીના મોઢાં જેવો સમજે છે. (૪)

દુનિયામાં જ્યાં જોઇએ ત્યાં ચંદ્રની ઠંડક ફેલાઇ રહેલી જણાઇ, જાણે રૈયતના ગભરાટને વખતે રાજાએ શાંતિ જણાવી. (૫)

તારા ચંદ્રમાથી ઘણે દૂર છે, છતાં પણ ચંદ્રમાની પાસે દેખાય છે, જાણે સુરજની સાથે લડીને જીતવા માટે ચંદ્રમાનું બધું લસ્કર ચઢી આવ્યું. (૬)

ક્યાં સૂર્ય ! અને ક્યાં તે બિચારો ચંદ્ર, તોપણ માણસો દુનિયાનો ધારો જુઓ. ગરીબનો સારે તે વખ આવે, ને ગરીબને રાજા બનાવે. (૭)

### પાઠ ૨૨.

ગીરનાર=એ કાઠિઆવાડમાં મોટો પર્વત છે,
સંઘ=જાત્રાળુઓનું ટોળું
ઉલટી=વામીટ; ઓકારી
બેશુદ્ધ=ભાન વગરના
મજલ=એક દિવસમાં જઇશકાય એટલું અંતર
દેરડી=દેવડી
શેરડો=પગથી; ખેતરમાં બે પાસના છોડવાની હારની વચમાંનો રસ્તો
વાળ=કેશવાળી; ગરદન પરના લાંબા વાળ
વિકરાળ=બિહામણું
ડોળી=કાવડના એક ભાગ જેવું એટલે માંચી સરખું હોય તે; ઝુલતી માંચી
અવલોકન=ધારીને ધારીને જોવું તે; બારીક તપાસ

### પાઠ ૨૩.

ગૌમુખી=ગાયના મોં જેવું હોય તેમાંથી પાણી વહે તે
સ્થાનક=દહેરાં
દત્તાત્રય=ગીરનારના પર્વતમાં જ્યાં દત્તાત્રયનાં પગલાં છે તે જગો. દત્તાત્રય એ અત્રિ ઋષિ પ્રજાપતિના ત્રણ પુત્રમાંના એક. વિષ્ણુના ૨૪ મા અવતારમાં એક છે.
અશોક=એ બિંદુસારનો પુત્ર; ચંદ્રગુપ્તનો પૌત્ર
દિંગ=તાજ્જુબ
ફેફરું=મોઢે ફીણ આવે એવો રોગ
ભવ=અવતાર
ભવ્ય=મોટું ને શોભીતું
ટૂંક=શિખર
પરાં=આઘેનાં; દૂરનાં

### પાઠ ૨૪.

પાક દાનત=ખરી નિષ્ઠા
દૃષ્ટાંત=દાખલો
ઉશ્કેરણી=શીખવણી
ત્રાસ=ડર; બીક
કવાયતી=કસરતી
નિર્દય=ઘાતકી; પાપી
હૃદય પીગળે=દયા આવે
નિરાધાર=આધાર વગરની;
નિરપરાધી=બીન ગુનેગાર; નિર્દોષ
ક્રૂરતા=નિર્દયપણું
ચુપકીથી=છાનામાના
ભસ્મ=રાખ; ખાખ
સંભવ=આશા
માણત=ભોગવત
સ્તુતિ પાત્ર=વખાણવા લાયક
સર કર્યું=જીત્યું; તાબે કર્યું
હયાત=જીવતી
વખાણ=તારીફ
નીમકહલાલી=ખાધેલાનો બદલો વાળવો તે
સુકૃત=સારાં કામ

### પાઠ ૨૫.

મેઘાડંબર=વાદળાં છવાઈ જવા-ઘેરાઈ જવાં તે
આડંબર=છવાવું તે
ઘને=વરસાદે; મેઘે
નભમંડળ=આકાશ
મરકત=એ નામનું એક રત્ન; નીલમણી
શો=જેવા
વર્ણ=રંગ
વૃક્ષઘટા=ઝાડની ઘટા
ગંભીરી=ગાઢી; ઘાડી: ગંભીર
દ્વાર=દરવાજા
તૃણ=ઘાસ
તૃણ શૂન્ય=ઘાસ વગરની
સેર=હાર
ઘેરું=ઘેરા રંગનું; કાળું
ગર્જન=ગર્જના

## પાઠ ૨૫ મેઘાડંબર

આ મોટા આકાશને વરસાદે આડંબર રચી વાદળાંથી ( છવાઈ જઈ) ઘેરી લીધું છે, હાં હાં રે આકાશને વરસાદે (વાદળાંએ) ઘેરી લીધું છે; પાણીનું આ ફીક્કું પીળું તેજ ( ભાસ ) આકાશમાં પ્રસર્યું. (વાદળામાંથી પડતો પ્રકાશ આછો પીળો ભાસ આપે છે માટે પાણીનું આ ફીક્કું પીળું તેજ આકાશમાં પ્રસર્યું એમ કહ્યું) હાંહાંરે (૧)

લીલોતરીવાળી જમીનપર આ સારી વાદળી વરસે છે, હાંહાંરે, નીલમણીના જેવો ઘેરો લીલો રંગ ત્યાં દેખાય છે; હાંહાંરે (૨)

અહીં ધાડી ઝાડની ઘટા ભીની ઉભી છે, હાં હાં રે-તેમાં-ઝાડની ઘટા ભીની ઉભી છે તેમાં કોઇ ઠેકાણે દરવાજા બન્યા છે ત્યાં કેવી ખુબી જણાય છે! હાં હાં રે. (૩)

પેલી ઘાસ વગરની ટેકરીએ પીળાં લુગડાં પહેર્યાં છે હાંહાંરે. (એમ કહેવાનું કારણ એ કે તેનાપર આછો પીળો પ્રકાશ પડેલો છે તેથી) તેનાપર ગાય ભેંસોની હાર આવી ચાલી રહી છો હાંહાંરે (૪)

પણ પેલા બીજા બાકામાંથી આકાશ કાંઇ દેખાય છે, હાંહાંરે જો સખી! આ વરસાદની મોટી ગર્જના તે શું તેં સાંભળી? હાંહાંરે (૫)

### પાઠ ૨૬.

છુટ્ટી=રજા
ખબર અંતર=સમાચાર
રૂજેત=ગેરઆબરૂ
કાળજું કપાઇ જાય=દુઃખ લાગે
હુંકારો=કડવું વચન; સહેજ ઠપકો
ટકટક=લવારો
ચોભીલી=શરમાઇગએલી
બુરામાં=ખોટામાં; ભુંડામાં
બેલાશક=બેધડક; ખસુસ; આંચકો ખાધા વગર
સ્વતંત્રતા=આપ અખત્યારી

### પાઠ ૨૭.

નઠોર=જેને શિખામણ ન લાગે તે; લાજની લાગણી વગરના
અભાગણી=ભાગ્યહીન; કમનસીબ
અળવીતરાં=અટક ચાળાં; અવળચંડાં
ગડદાપાટુ=ઢીકા અને લાતો
અધમોઇ=મરણતોલ
ઝૂડયો=ઝપેટયો
લપડાક=થપડાક; તમાચો
પરિણામ=ફળ
સોરાટવું=ગાળો દેવી
પી જાય છે=પત કરતા નથી; ગણકારતા નથી
આયનો=આરસો; તકતો
દાબ=અંકુશ; કરબ
સ્વછંદે=પોતાની મરજી પ્રમાણે; ગમે તેમ
અનુસરે=જોયા પ્રમાણે ચાલે; નકલ કરે
અલગ=દૂર; આઘા
તક=વખત
જીજ્ઞાસા=જાણવાની ઇચ્છા; પડપૂછ
આતુરતા=અધીરાપણું; ઇંતેજારી

પાઠ ૨૮.

પુઆરી=નાશ

દહેશત=ધાસ્તી; બીક; ભય

સાંસા=તંગી

છવાએલું=ઢંકાએલું

આયહી=મંડયા રહેનાર

સરહદ=હદ

વખો=દુઃખ

અણી=હરકત; જરૂર

અણીની વખતે=હરકત વખતે

કામદાર=દિવાન; વજીર

માલ=દમ; લાભ

સલામત=નિર્ભય

ગળગળો=રડવા જેવો

અન્નદાતા=પોષણ કરનાર; ખાવાનું આપનાર

તાકાત=બળ; જોર

કૃતાર્થ=જેની ઇચ્છા પાર પડી હોય તે

રાજભકિત=વફાદારી

સ્વદેશ પ્રીતિ=પોતાના દેશપર હેત

પાઠ ૨૯.

શોભા=દેખાવ

જાતિ=જાત

નામી=પ્રખ્યાત

જગવિષે=દુનિયામાં

વૃક્ષો=ઝાડો

જન=માણસ; હિંદુ

ઓળખ=ઓળખાણ

કાજે=વખતે

ફળદ્રુપ=રસાળ

ગુર્જર=ગુજરાત

તણાં=નાં

ભુજ=હાથ

નિજ=પોતાના

મુજ ભુજ=પોતાના હાથ (વડવાઇઓ)

પસારે છે=ફેલાવે છે

જટા=મૂળીઓ

હળી લે=મળી જાય

બેટીઓ=મૂળીઓ રૂપી બેટીઓ

જનુની=માતા; મા

તરુ=ઝાડ

જનનીતરુ=ઝાડરૂપી મા

છાયે=છાંયડે

કદ્દાન=જોરાવર

સ્તંભ=થાંભલા

નગરે=નગર ઉપર

મેરાબ=કમાન સરખી છજાપર મૂકે છે તે

વાટો=રસ્તા

નાદ=અવાજ

સુપવન=સારો પવન

બાથું=મુસાફરીનું ખાવાનુ

વડતરૂ=વડનું ઝાડ

સીમાડો=હદ

જળભરિત=પાણીથી ભરેલા

નિરમળું=નિર્મળ; ચોકખુ

ઉલટ=હોંસ; ઉમંગ

વિશ્રાંતી=વિશ્રાંત; આરામ

ખડ=ઘાસ

નાદે=અવાજથી

ઘંટા=ઘંટડી

મજલ=લાંબો રસ્તો

## પાઠ ૨૯ વડ અને તેની પાસેનો દેખાવ.

જેના ફળ જગતમાં બહુ પ્રખ્યાત છે તે જાતનાં આ ઝાડો નથી, તોપણ આ ઝાડો કે જેનું હિંદુઓને ઘણું ઓળખાણ છે, અને જે આ વખતમાં ગુજરાતના સારા રસાળ બધા પ્રાંતોમાં પોતાના હાથ (વડવાઇ) ફેલાવાથી ટકી રહેલા છે તે આ ઝાડો છે. (૧) તેના લાંબા પહોળાં ઘણાં ડાળાં વીંટળાઇ વળે છે અને વડવાઇ તો જમીનને ફોડીને મૂળીઆં સાથે મળી જાય છે અને નાની વડવાઇઓ માને (જેમાંથી વડવાઇ નીકળી છે તે ઝાડને) વળગીને મોટી થાય છે, નગર ઉપર એક મોટા કદવાન થાંભલા ઉપર ઉભી કરેલી છત્રીનો છાયો હોયની! તેવો-તેટલા વિસ્તારવાળો છાયડો દેખાય છે. (૨) તેની ઘટા ઉંચી આવીને કમાન સરખી દેખાય છે તેની (ઘટાની) વચ્ચેની ગલી ખુશી થઇને પાંદડાંના ખડખડ અવાજ કરે છે. વળી ઘટાની માંહે અટકીને ત્યાંથી ઠંડો સારો પવન ફેલાય છે, થાકેલા મુસાફરો ત્યાં સુખેથી ભાથું ખાઇને પાણી પી પછી જાય છે. (૩) એ (વડ) પોતાની આજુબાજુ પીપળ અને આંબાનાં ઘણાં ઝાડોને વસાવે છે (એની સાથેજ એ ઝાડો ઉગે છે) તે સિમાડામાં-હદ થએલી જગામાં (આજુબાજુમાં વડ, આંબા, પીપળાના ઝાડો વચ્ચેની જગામાંથી) સ્વચ્છ જળ ભરેલા ખાડા હોય છે, તે પશુ પક્ષીની વારંવાર તરસ મટાડે છે. અને તેમાં (તળાવમા) ખુશીથી ભેંસો પડી પડીને નાહે છે. (૪) ત્યાં ગાડાં, ગાડીઓ અને બળદ છુટે છે, તેથી બળદ અને સૌ આરામ લે છે, બળદ નીચો શ્વાસ મેલીને (થાક ખાઇને) ઘાસ ખાય છે અને પાસેના હવાડામાંનું પાણી પીએ છે; (તેમને ગળે બાંધેલી ઘંટડીઓ ટંટં ટંટં અને ઘુઘરીઓ ઘણુંજ ઘંઘં અવાજ કરે છે કે જે અવાજથી બળદ ડોલીને લાંબો રસ્તો કાપે છે. (૫)

પાઠ ૩૦.

અજ્ઞાન=સમજણ વગ-
રના; અણસમજુ
કોળીઆ=યાચકા; ગ્રાસ
દૃષ્ટિ=નજર

અવાચક=બોલી ન શકે
એવી; બેભાન
ચકલું=ચકલે મૂકેલો ઉતાર
છળી=બીધી
ભૂત= પ્રેતયોની

શોક=વરની બીજી બાયડી
બાકુત=બાડે રહેનાર
પડછાયા=ઓળો

વૈદ વૈદનુ કહે અને જોશી જોશીનું કહે=વૈદ પોતાને કમાણી થાય એવું કહે મતલબ કે વૈદ ફલાણો રોગ છે એમ કહે અને જોશી કહે ફલાણો ગ્રહ નડે છે.

પરખી=પારખી,ઓળખી
ગ્રહપીડા=ગ્રહના નડવા-
થી પડતું દુઃખ
પનોતી=શનિની દશા

બાધા=માનતા
ખત્તા=ઠોકર
કકડી=સખત; આકરી
આજારી=માંદું

સજજડ=મજબુત
ઉપચાર=સેવા; ઇલાજ
પ્રયોગ=અખતરો; અજ-
માયશ

**સવાલ**-નજર બાધે છે તેમાં વાડકો થાલી જોડે ચોંટી જવાનું કારણ શું?

પાઠ ૩૧.

મૂઠ=ચોટ
કામણ=વશીકરણ; વશી
કરવાના ઇલાજ
મંછા ભૂત અને શંકા
ડાકણ=મનની ઇચ્છા
એજ ભૂત અને વહેમ
એજ ડાકણ. ખરૂં
જોતાં ભૂત અને ડાકણ

છેજ નહિ
ડાકણ=ભૂત જેવી સ્ત્રી
દીવાના=ગાંડા
વાયુ=અંગ્રેજીમાં હિસ્ટિ-
રીઆ કહે છે તે રોગ
ચાળા=ચિહ્ન
ડાકલું=રાવળીઆ વાઘ
રી વગેરે માતા આગળ
વાજીંત્ર વગાડે છે તે

ભાવસાર=લુગડાં છાપના-
ર; છીપા
મેમાન=પરોણો
વંત્રી=ભૂતયોની પામેલી
વિધવા
સડો=જીવાન
કરેહું=તરતની વિઆએ-
લી ગાય બેંસનું દૂધ
સ્પર્શ=અડવું તે

અંધિઆર=જેમાં હવા આવ જા ન થતી હોય તેવી.

પાઠ ૩૨.

ભર્તાર=ધણી; વર
આચાર=રીતભાત
દર્પણ=આરસી
નીર્ખે=જોયે
ભૂપ=રાજા
કેરે=ને
કાજ=માટે
જપમાળ=જપ કરવાની માળા
ચિત્રામ=ચિત્રામણ
ગાથા=પ્રાકૃત ભાષાની કવિતા
સોણા=સ્વપ્ના
ત્ર્યંબક=મહાદેવ
ધનુષ્ય=કામઠું
ચોંકે=ચમકે; બીએ
ભાવે=હોંસથી
મિથ્યા=ફોકટ
પણ=નિયમ
પ્રસિધ્યું=જાહેર કર્યું
શતાનિક=જનકનો પુરોહિત
વાળો=ઉત્તેજન આપો
કટણ વચન=કડવાં વેણ
આફણીરે=એની મેળે
લજ્જા પામી=શરમાઇ
સાંસહ=સાંસે; વિમાસણમાં
શૂર=શૂરવીર
નહિતર=નહિતો
ભૂર=મોટા ઇંદ્ર જેવા
સુતા=છોકરી; પુત્રી
ટાળી=સિવાય; પાખે
શિષ=માથું
રાજન=રાજા
ઉકાટો=મદ; ગર્વ; આવેશ
અતળીબળ=બહુજોરાવર
શ્યામ=કાળા
વાન=શરીર
શ્યામ વાન=કાળા શરીરવાળા
ઉધડકી=બોલી
જુગ્મ=બે
પાણ=હાથ
કૌશિક=વિશ્વામિત્ર
સુત=પુત્ર
હળવું કીજે=ખોટું પાએ
આળ=આરોપ; તહોમત
ચાપ=ધનુષ્ય; કામઠું
અનેક=ઘણા
ઉચરે=બોલે
આશ્ચર્ય=નવાઇ
અનુજ=નાનો ભાઇ
બાંધવ=ભાઇ
કોદંડ=ધનુષ્ય
વીણ=વગર
જામાત્ર=જમાઇ

## પાઠ ૩૨. સીતાનો સ્વયંવર.

હે સખીઓ તમે મળીને સારો ધણી રામ પરણવો; મીંઢળ

